# સુદામો



ત્રિઅંકી બાલનાટક

ત :—૦—૬—૦

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

વહાલાં બાળકો,

સવા વર્ષને અંતે "સુદામો" બીજી વાર છાપવાની જરૂર પડી એ કહી બતાવે છે, કે "સુદામો" તમને ગમ્યો છે.

અમે તો જોયું છે, કે "સુદામો" તેમજ અમારાં બીજાં બાલનાટકો ને બાલવાર્તાઓ તમે હોંશથી વાંચો છો, ને રસ અનુભવો છો. ગૂજરાતી ચોથી ચોપડી ભણતું બાળક અમારાં પુસ્તકોને સહેલાઈથી સમજી શકે છે, એ અમારો તેમજ બીજાઓનો પણ અનુભવ છે: અમારે મન આ ઘણા સંતોષ ને આનંદની વાત છે.

આ વખતે તો "સુદામો" મોટાં બીબાંમાં સફાઈથી છાપ્યો છે; અને જે કાંઇ સુધારોવધારો કરવો હતો તે પણ છેવટનો કરી દીધો છે. એની કીમતમાં પણ એક આનાનો ઘટાડો કર્યો છે.

'બાલમિત્ર', 'બાલજીવન', 'પુસ્તકાલય', 'પ્રસ્થાન', 'કુમાર', ને 'કૌમુદી', જેવાં વખણાતાં સામયિકોના વિદ્વાન તંત્રીઓએ અમારાં નાટકોને વખાણ્યાં છે; અને અમે માનીએ છીએ કે તમારે માટે નાટકો લખવાના પ્રયત્નમાં અમને સફળતા મળી છે.

માગશર સુદ ૧૫,
૧૯૮૬.
ગોપીપરું, સૂરત.

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

# સુદામો

[ ત્રિઅંકી બાલનાટક ]

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

ચિ. સવિતા અને વિષ્ણુને

અર્પણ:

જગાવી ઉરમાં સ્નેહે
મીઠી જે પ્રેરણા તમે,
મૂર્તરૂપે ફરીથી તે
અર્પીએ તમને અમે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૪૯૭૨

## સુદામો

અંક ૧ લો
પ્રવેશ ૧ લો

સમય—સવારનો.

સ્થળ—સુદામાની ઝૂંપડી.

(ઝૂંપડીના એક ખૂણામાં બે છોકરા એક બીજાની ગોદમાં ટૂંટિયાં વાળીને સૂતા છે. શરીર ઉપર લૂગડું પણ ઢાંકેલું નથી. સુદામો નાહી પરવારી દેવસેવા કરે છે.)

**સુદામાની સ્ત્રી**—સાંભળો છો કે ? તમારે તો રોજ ઊઠીને એકજ ધંધો; માળા લઇને આ બેઠા ! છે કાંઇ ચિંતા ? આ છોકરા તો સુકાઇને અડધા થઈ ગયા. મારો તો જીવ બળીને ખાખ થઈ જાય છે. (ગળગળી થઈને) મારા બેય છોકરા તો હાલહવાલ થઈ ગયા છેઃ

શરીર આ કોમળ છોકરાનાં
માળા બન્યાં કેવળ હાડકાંના;
લોહી અને માંસ નહીંજ કાંઈ;
ગયા અરે ! અન્ન વિના સુકાઇ.

(સ્ત્રી ઝીણું ઝીણું રડવા માંડે છે; સુદામાની આચમની ને પવાલાનો અવાજ બંધ થાય છે.)

**સુદામો**—(પૂજામાંથી ઊઠીને) તું આમ રોજ ઊઠીને રડે અને એકની એક વાત કરે એ મને નથી ગમતું.

**સ્ત્રી**—(રડતાં રડતાં) તમને વાત ન કરું તો બીજા કોને કરું ?

**સુદામો**—હું ઘણુંય જાણું છું કે તારે ઘણું દુઃખ છે, પણ હું કરું શું ?

**સ્ત્રી**—એવું ન બોલો; હું ક્યાં કહું છું કે મારે દુઃખ છે ? હું તો આ બે છોકરાને જોઉં છું અને મને રડવું આવે છે. જુઓને, કેવા ટાઢથી ઠૂંઠવાઇને સૂતા છે ? હમણાં ઊઠશે ને ખાવા માગશે, ત્યારે હું આપીશ શું ?

**સુદામો**—છોકરાને આપવા જેટલુંય ઘરમાં નથી ?

**સ્ત્રી**—નથી ત્યારેજ તો !

**સુદામો**—ફિકર ન કર; કોઈ હરિનો લાલ સીધું પહોંચાડશે. વિશ્વાસ રાખ વિશ્વાસ. આમ હિંમત શું હારી જાય છે ?

**સ્ત્રી**—હિંમત તે કેમ રહે ? આમને આમ ત્રણ દિવસથી તમે કહ્યા કરો છો; પણ કોઈ તમારો હરિનો લાલ તો આવતો ન જોયો !

**સુદામો**—એમ કાંઇ અધીરા થયે ચાલે ? હોય, એ તો ચાલ્યાજ કરે. આનું નામજ દુનિયા. હિંમત ન હાર; વિશ્વાસ રાખ.

**સ્ત્રી**—વિશ્વાસ તે કેમ રાખું ? આજ ત્રણ દિવસના ઉપવાસ તો થયા; તોય હજુ વિશ્વાસ રાખવાનું કહો છો ? હું તો હવે બહુ અકળાઇ છું:

કરે બાળકો ખાવું ખાવું બીચારા,
ધ્રૂજે ટાઢ વાતાં, કરે સીતકારા;
નથી પ્હેરવા વસ્ત્ર એકેય સારું,
મહાદુ:ખ આ; કેમ હું ધીર ધારું ?

( સ્ત્રી રડવા માંડે છે. )

**સુદામો**—રડ મા, રડ મા; હમણાં છોકરા જાગશે હોય એ તો, માયા એવીજ છે; અને દુઃખ તો કોને નથી પડયાં? ધીરજ રાખવી એ એકજ ઉપાય છે.

**સ્ત્રી**—ધીરજ તે કેમ રહે? હાથે કરીને દુઃખ ભોગવે છો અને બીચારા છોકરાને પણ દુઃખી કરો છો એમનાં બીચારાનાં શાં પાપ તે આ ઘરમ અવતર્યાં!

**સુદામો**—બસ થયું: બોલ મા, એવું બોલ મા; જર ભગવાન ઉપર ભરોસો રાખતાં શીખ; સૌ સાર વાનાં થશે.

**સ્ત્રી**—ગણું તો બધાંજ સારાં વાનાં છે. તમારા જેવે બીજો કયો વિદ્વાન અને ધર્મી બ્રાહ્મણ આ આખામાં છે? છતાં મારું નસીબજ ફૂટેલું આવા દા'ડા જોવા પડે છે.

**સુદામો**—નસીબની તો બલિહારીજ છે; પણ એ તો હોય. દુઃખમાંજ સુખ છે છેવટે તો; પણ તું જરા કઠણ થા તો સારું. આમ છેકજ નિરાશ શું બની જાય છે?

**સ્ત્રી**—પણ તમે આવા વિદ્વાન, છતાં આપણે કપાળે આવાં દુઃખ એજ મને તો સાલે છે. અરે! નસીબનો વાંક કાઢવા જેવું કયાં છે? વાંક બધો તમારોજ છે.

**સુદામો**—મારો વાંક?

**સ્ત્રી**—ત્યારે બીજા કોનો વળી?

**સુદામો**—મારો વળી શો વાંક?

**સ્ત્રી**—એજ કે તમે કોઇની પાસે હાથ લાંબો કરતા નથી; અને એટલેજ કોઈ આપણને આપતું નથી. "માગ્યા વગર તો માયે ન પીરસે."

**સુદામો**—શું બોલે છે? હું યાચું? તો તો પછી
થઈજ રહ્યું ને.

મને માગવું એ મહાપાપ લાગે;
મને મોત એથી વધુ સારું લાગે;
ગયા જાચવા માન મૂકી બલિને,
પડયું છેક નાના થવું તો હરિને.

ભીખ માગવાની વાત તો મારી પાસે બોલીશજ
નહિ. દુ:ખ કંઈ કાયમ રહેવાનું નથી. ધીરજ
ધર. નસીબમાં દુ:ખ લખ્યું હશે, તે ભોગવ્યેજ
છૂટકો છે. એમાં તારું કે મારું શું ચાલવાનું?

**સ્ત્રી**—માનો કે આપણું કાંઈ ન ચાલે; તોય બ્રાહ્મણના
દીકરાને માગવું એ ક્યાં નવાઈની વાત છે? એ
તો આપણો ધર્મજ છે.

**સુદામો**—એ માગનારા તો બીજા. સુદામો માગેજ
નહિ. એ વાત બંધ કર.

**સ્ત્રી**—પણ હું કહું તે તો સાંભળો.

**સુદામો**—માગવાની વાત કર્યા વિના બીજું કહેવું હોય તે કહે.

**સ્ત્રી**—હું બીજુંજ કહું છું. જુઓ, ગામમાં માગવું, એની તો હુંય ના પાડું છું.

**સુદામો**—હં; બોલ ત્યારે શું કહે છે ?

**સ્ત્રી**—હું એમ કહું છું, કે આપણો ભાઇબંધ હોય તે તો પરાયો ન કહેવાય ને ?

**સુદામો**—ના; મિત્ર હોય તે પરાયો શાનો ?

**સ્ત્રી**—બરાબર; ત્યારે તમે એટલું તો કરો કે નહિ ?

**સુદામો**—શું ?

**સ્ત્રી**—તમારા ભાઇબંધને મળવા તો જાઓ ખરા કે ?

૧૪૮૭૨



**સુદામો**—હા જાઉં; પણ મારો મિત્ર તો એકજ છે, અને તે તો બહુ દૂર બેઠો છે.

**સ્ત્રી**—કયો એ ભાઈબંધ?

**સુદામો**—કયો તે શું? કૃષ્ણ, દ્વારિકાનો ધણી, મારો બાલસ્નેહી, મારો જીવજાન દોસ્ત. અહા, પ્રભુ! તારી કળા ન્યારીજ છે. ક્યાં એ કૃષ્ણ, અને ક્યાં હું સુદામો! અમે બન્ને એકજ ગુરુને ત્યાં સાથે ભણતા, સાથે રહેતા, સાથે સૂતા, ખાતા, પીતાઃ

સાથે ગુરુઘેર રહ્યા અમે તો;
સાથે સહુ શાસ્ત્ર ભણ્યા અમે તોઃ
સદાય સાથે રમતા અમે તો;
જહીં તહીં સાથ જતા અમે તો.

બધુંજ સાથે કરતા; પણ કેવાં એનાં નસીબ! અમારા ગુરુ સાંદીપનિ વારે વારે કહેતા કે

સુ દા મો

કૃષ્ણનાં કર્મ બહુ ઊજળાં છે. અને મનેય કહેતા કે અલ્યા સુદામા, તારાંય ભાગ્ય છે કે તું કૃષ્ણનો ભાઈબંધ છે. કૃષ્ણનાં તો હું શાં વખાણ કરું! મારો તો એ એકજ મિત્ર છે; પણ એ એક સૌથી ભલેરો છે.

**સ્ત્રી**—ઠીક હવે, એ બધું તો; પણ હું કહું તે તો સાંભળો. તમે એ તમારા ભાઇબંધને મળવા ન જાઓ ?

**સુદામો**—ઘણોય જાઉં; પણ આ બધી જંજાળમાંથી છૂટાય કેમ ?

**સ્ત્રી**—છૂટા તમને હું કરું.

**સુદામો**—તો તો અબઘડીએજ દોડું.

**સ્ત્રી**—પણ એક શરત પાળો તો છૂટા કરું.

**સુદામો**—એક નહિ, પણ એકવીસ.

**સ્રી**—સાંભળો ત્યારે. ભાઈબંધને મળી તમારાં સુખ-
દુઃખની બધી વાત કરજો; અને પછી કાંઈક
મદદ માગવાનું ન ભૂલતા.

**સુદામો**—અરે ! ત્યાંય સ્વાર્થ ! ત્યારે એમજ કહે ને
કે ભાઈબંધને ત્યાં ભીખ માગવા જાઓ. હું
સુદામો ભીખ માગવા તો ભાઈબંધને ત્યાંય ન
જાઉં. તું મને શું સમજાવે છે ? તારે મારું
વ્રત તોડાવવું છે ? તેં ધાર્યું છે શું ?

**સ્રી**—ભાઈબંધની પાસે માગતાંય વ્રત તૂટતાં હશે, કાં
કે ? પછી તો એવો તમારો ભાઈબંધ, તેમાં
અમારે શું લહાવો ?

છે મિત્ર કૃષ્ણ સરખા
ધનવાન જ્યારે
શાને પછી સડવું
દુઃખમહીં લગારે ?

સુ દા મો

જાઓ તહીં, ધન કંઇ
લઇ નાથ આવો,
ખાવા મળે નહિ અહીં
કંઇ, કાં ન જાઓ ?

( સ્ત્રી રડવા માંડે છે. )

**સુદામો**—જો, વળી પાછી રડવાની વાત ! એમ કંઇ રડીને ઘર રહેશે ? અને એમ તો તું માથું પટકીને મરી જાય તોય હું મારું વ્રત નહિ તોડું. મારે ભાઇબંધને મળવા જવું, અને પછી મારે તેની મદદ માગવી ! કેવી વાત ગોઠવી દીધી ! ના, ના, હું હવે તો એને મળવાયે નથી જવાનો. દુઃખ પડવું હોય તેટલું પડો; હું નથી ગભરાતો.

(સ્ત્રી વધારે રડવા લાગે છે. બંને છોકરા જાગી ઊઠે છે. સ્ત્રી આંખો લૂછી તેમના ભણી જાય છે.)

### અંક ૧ લો

### પ્રવેશ ૨ જો

સમય—સવારનો.

સ્થળ—સુદામાની ઝૂંપડી.

(એક બેઅઢી વર્ષનો અને બીજો પાંચછ વર્ષનો—એવા બે છોકરા નાગા તબડાક પથારીમાંથી બેઠા થાય છે.)

**નાનો છોકરો**—(માને પાસે આવેલી જોઇ) બા, મામ; બા, મામ; (સ્ત્રી નાના છોકરાને કેડમાં તેડી લે છે, અને મોટાને આંગળીએ વળગાડે છે.)

**મોટો છોકરો**—બા, ખાવું છે, મને બહુ ભૂખ લાગી છે.

**સ્ત્રી**—જા, તારા બાપાને કહે; એ તને ખાવા આપશે. હું તો નાનાભાઇને તેડીને બહાર જાઉં છું.

(સ્ત્રી નાના બાળકને તેડીને બહાર જવાનું કરે છે; એટલામાં સુદામો આવે છે, અને મોટા છોકરાને તેડી લે છે.)

**મોટો છોકરો**—બાપા, મને ખાવા આપો; મને ભૂખ લાગી છે.

**સુદામો**—દીકરા, તારી બાન કહે ને; એ તને ખાવા આપશે. (સ્ત્રીને) અલી, આને ખાવા આપ ને.

**સ્ત્રી**—તમેજ આપો ને! કોઠે કાંઈ તાળું નથી માર્યું. હું તો કામસર બહાર જાઉં છું.

**સુદામો**—એ કામ પછી; પહેલાં છોકરાને ખાવા આપતી જા.

**સ્ત્રી**—ખાવા તો તમે આપજો. મારાથી કોઠો ઊઘડતો નથી.

**સુદામો**—ન ઊઘડે એવો બંધ થઈ ગયો છે?

**સ્ત્રી**—બંધજ ન કરવો પડે એવો ઊઘડી ગયો છે !

**સુદામો**—( ચીડાઇને ) આમ ગાંડાની માફક શું બકે છે ? જલદી ખાવા આપ ને.

**સ્ત્રી**—(ચીડાઇને) ખાવા તે શું આપું ? હોય તો આપું કે એમ ને એમ ?

**મોટો છોકરો**—બા, ખાવું છે; ભૂખ લાગી છે.

**નાનો છોકરો**—બા, મામ્; બા, મામ્.

**સુદામો**—કોઠામાં કશુંજ નથી ? ટાઢો રોટલોય નથી ?

**સ્ત્રી**—ત્યારે શું હું જૂઠું બોલું છું ? વિશ્વાસ ન આવતો હોય તો કોઠામાં હાથ ફેરવી આવો.

**સુદામો**—અરેરે ! સૂકો રોટલોય નથી ! ત્યારે થોડીક છાશ તો પીવા આપ.

**સ્ત્રી**—એય હોય, તો શું જોઇએ ? બે દિવસથી સવારમાં છાશજ આપીને મન મનાવતી હતી; પણ આજ તો એય નથી. ( રડવા લાગે છે. )

**સુદામો**—આ તો દુઃખની હદ થાય છે. પ્રભો ! જરા તો કરુણા કર ! હું ગરીબના સામું તો જો.

**મોટો છોકરો**—બાપા, ખાવા આપો ને.

**સ્ત્રી**—હમણાં આપું છું, હો કે દીકરા ! ( સુદામાને ) હવે તો કાંઇક વિચાર કરો. હું કહેતી આવી છું, તે હવે તો ધ્યાનમાં ઉતારો.

**સુદામો**—બોલ; શું ધ્યાનમાં ઉતારું ?

**સ્ત્રી**—એજ કે કૃષ્ણ–તમારા ભાઇબંધને મળો, અને આપણાં દુઃખ ભાંગો.

**સુદામો**—મળું ખરો, પણ માગું નહિ.

**સ્ત્રી**—ભલે માગશો નહિ; પણ તમારા અને તમારા ઘરનાં બધાંના હાલહવાલની વાત તો માંડીને કરશો ને ?

**સુદામો**—પૂછશે તો કરીશ.

**સ્ત્રી**—ઠીક એમ; પણ જાશો તો ખરા ને ?

**સુદામો**—હા; આજેજ; પણ આમ ખાલી હાથેજ જાઉં ?

**સ્ત્રી**—ઘરમાં શું છે તે તમે લઈ જશો ?

**સુદામો**—કાંઇ નહિ ત્યારે; ઉલાળતે હાથે જઈશું. મિત્રને ત્યાં એમ જવામાં શો વાંધો ?

**સ્ત્રી**—ત્યારે તમે જવાની તૈયારી કરો, ત્યાં હું પાડોશીને ત્યાંથી થોડીક છાશ લઇ આવું, અને છોકરાને રડતા રાખું.

**સુદામો**—જા, જા, જલદી જા; હું તો તૈયારજ છું. મારે વળી તૈયારી શી કરવાની હતી ? એક ધોતિયું બગલમાં મારી લીધું એટલે બસ.

(સ્ત્રી ઘરની બહાર જાય છે.)

## સુદામો

### અંક ૧ લો

### પ્રવેશ ૩ જો

સમય—સવારનો.

સ્થળ—દીવાળીડોશીનું ઘર.

(સુદામાની સ્ત્રી કેડમાં નાના છોકરાને તેડીને દીવાળી ડોશીના ઘરમાં જાય છે.)

**સુ. સ્ત્રી**—દીવાળીમા, છાશનો વારો આજ છે કે?

**દીવાળીમા**—ના, વહુ; વારો તો કાલેજ ગયો. જોને હમણાં તો મારી ભેંસ દૂધજ ક્યાં દે છે? ચાર ચાર દિવસે માંડ એક વારો આવે છે.

**સુ. સ્ત્રી**—ત્યારે હું તો થોડીક છાશ લેવા આવી હતી.

**દીવાળીમા**—તો જરા વ્હેલાં આવવું હતું ને.

હમણાંજ પેલી કાશીવહુ પાણીનું બેડું ભરી ગઇ, ને છાશ લઇ ગઈ. તું વહેલી આવી હોત તો વળી તને આપત; પણ હવે શું કરું ?

**સુ. સ્ત્રી**—કાંઇ નહિ; દીવાળીમા, આવતે છાશવારે આવીશ. દળણું દેવાનું હોય તો લાવો ને; આવી છું તો લેતી જાઉં.

**દીવાળીમા**—કેટલું લઇ જઈશ ?

**સુ. સ્ત્રી**—પાલીએક આપો.

**દીવાળીમા**—ના, દોઢ પાલી તો લઇ જવું પડશે. જોને પેલી ઝબકવહુ આવે છે તેય દોઢ પાલી લઈ જાય છે; અને એ તો બેજ માણસ છાશ ખાનારાં છે, એટલે એક બોગરણી છાશ તો એમને વધી પડે છે.

**સુ. સ્ત્રી**—ભલે, ત્યારે દોઢ પાલી આપો; પણ દીવાળીમા, મને તો ભલાં થઇને બોગરણું ભરીને

છાશ આપજો. અમે તો વસ્તારી રહ્યાં, એટલે એટલી છાશ તો વરતાતીયે નથી.

**દીવાળીમા**—એની કોણ ના પાડે છે? કોઇ દી છાશના વસ્તારમાં કોઇને ના ન પાડું, તો તને તો ના કેમજ પડાય? (બૂમ પાડીને) અલી મણકી, રંભલી, આ વહુને દોઢ પાલી બાજરો ભરીને આપ તો. (રંભલી દોઢ પાલી બાજરો ભરીને આપે છે, ને સુદામાની વહુ તે લઇ ચાલતી થાય છે.)

## અંક ૧ લો

### પ્રવેશ ૪ થો

સમય—સવારનો

સ્થળ—એક શેરી.

**સુ. સ્ત્રી**—( મનમાં ) અરે ભગવાન ! છોકરાને પાવા જેટલીયે છાશ ન મળી ! જ્યાં જાઉં ત્યાં નસીબ બે ડગલાં આગળ ને આગળ ! ખરે–

કરે નહિ યત્ન લગાર, તે છતાં
સુભાગીને રત્ન અમૂલ્ય સાંપડે;
સમુદ્રનાં નીર અપાર શોધતાં
અભાગીને કેવળ શંખલા જડે.

(આંખમાં આંસુ આવે છે તે પાલવ વતી લૂછી નાખે છે. રસ્તામાં પાર્વતીડોશી મળે છે.)

**પાર્વતીડોશી**—કાં વહુ ! ક્યાં ગઈ’તી ?

**સુ. સ્ત્રી**—પાર્વતીમા, છાશ લેવા ગઈ'તી. દીવાળીમાને ત્યાં તો આજ વારો નથી, એટલે છાશ ન મળી.

**પાર્વતીડોશી**—આ માથે શું લીધું ?

**સુ. સ્ત્રી**—એ તો મા, છાશનું દળણું છે.

**પાર્વતીડોશી**—દીવાળીએ આપ્યું હશે.

**સુ. સ્ત્રી**—હા, મા; તમારેય ગાય તો છે, ખરું ?

**પાર્વતીડોશી**—હા; પણ હું દીવાળીની જેમ છાશ વેચતી નથી. છાશ વેચવાનું તો મહાપાપ છે ! એ કરમ તે કોણ બાંધે ? કયા ભવ માટે એ બધું કરવું ? આપણે હવે કયાં ઝાઝું જીવવું છે, તે એવા ઊંધા ધંધા કરીએ ?

**સુ. સ્ત્રી**—મા, તમારી વાત ખરી છે; પણ જુઓ ને, આજકાલ તો દળણું દળતાંય છાશ કોણ આપે છે ? દીવાળીમા દળણાની છાશ આપે છે, એય મારા જેવાને તો મોટી વાત છે.

**પાર્વતીડોશી**—પણ આજ તો છાશની ના પાડી ને ?

**સુ. સ્ત્રી**—હા; કહ્યું કે છાશજ ઘરમાં નથી.

**પાર્વતીડોશી**—તે વહુ, તું ઓગરણી લીધા વિના છાશ લેવા ગઇ'તી ?

**સુ. સ્ત્રી**—મારે તો આ એક કળશિયામાં માય એટલીજ છાશ જોઇતી હતી.

**પાર્વતીડોશી**—ઓ....હો ! એમાં તે શું ના પાડી હશે ! ચાલ મારે ત્યાં, હું તને આપું.

**સુ. સ્ત્રી**—ચાલો ને, તમારોજ પાડ.

(બંને પાર્વતીડોશીને ઘેર જાય છે.)

**પાર્વતીડોશી**—લાવ વહુ, તારો કળશિયો.

**સુ. સ્ત્રી**—લ્યો મા; અડધો ભરી આપશો તોય ચાલશે.

( ઘરમાં જઇ પાર્વતીડોશી કળશિયો ભરીને છાશ લાવે છે. )

**પાર્વતીડોશી**—લે વહુ, થા રાજી; હમણાં તો બળ્યું એવા પગ દુખે છે, કે પાણી ભરવા જાઉં છું તો કળતર થાય છે; અને નથી જતી તો પાણીની આપદા પડે છે. બે બેડાં તો આ ગાયને પીવા જોઈએ છે. કોઇ પાણી ભરીને છાશ લેનારું હોય, તો મને કહેજે.

**સુ. સ્ત્રી**—પાણીનાં બેડાંની છાશ આપતાં હો, તો મા, હુંજ પાણી ભરી જઈશ.

**પાર્વતીડોશી**—ભલે, તો તારી મરજી; લે ને ત્યારે આજથીજ બાંધ ને; પાણીઆરું આખુંય ખાલી છે; લે, બેડું આપું ?

**સુ. સ્ત્રી**—મા, પણ અત્યારે તો મારે બહુજ કામ છે; સાંજે આવીને પાણીનું બેડું રેડી જઈશ.

## અંક ૧ લો

### પ્રવેશ ૫ મો

સમય—સવારનો.

સ્થળ—એક શેરી.

(છાશ મળવાથી ઉતાવળે પગે સુદામાની સ્ત્રી ઘર તરફ જાય છે; વચ્ચે એક બહેનપણીનું ઘર આવે છે.)

**સુ.સ્ત્રી**—(મનમાં) લાવ ને મણિને ટહુકો કરતી જાઉં. (મોટેથી) કેમ મણિ, શું કરે છે?

**મણિ**—આવ તો ખરી; ક્યાં ગઈ હતી?

**સુ. સ્ત્રી**—છાશ લેવા. ડાંગર આણી છે કે શું?

**મણિ**—હા બહેન; પાંચ મણ ડાંગર સસ્તી મળી, તો લઈ લીધી છે; પૈસા તો અપાય ત્યારે ખરા.

**સુ. સ્ત્રી**—આ ઢગલો પાંચ મણનો છે?

**મણિ**—ના; અડધી ઉપરાંત તો મેં બે દીમાં ખાંડી નાખી.

**સુ. સ્ત્રી**—ચોખા સારા નીકળે છે ને?

**મણિ**—હા, જો ને બતાવું; જૂની ડાંગર છે, એટલે ચોખામાં તો કાંઈ કહેવાપણું નથી.

(ઘરમાં જઈને મૂઠી ભરી ચોખા લાવે છે, અને સુદામાની સ્ત્રીને બતાવે છે.)

**સુ. સ્ત્રી**—હં! ચોખા તો સુંવાળા અને આખા નીકળે છે! (થોડા ચોખા મોંમાં નાખે છે.) મીઠા પણ બહુ છે!

**મણિ**—હા, બહેન; ચોખા તો સારા લાગે છે; પણ ઊભી રહે; એક વાત તો ભૂલીજ જાઉં છું.

**સુ. સ્ત્રી**—એવી તે વળી શી વાત છે?

**મણિ**—મારો ભાઈ કાલે આવ્યો'તો, તે નવી ડાંગરના પાંચ શેર સાત શેર પૌઆ આપી ગયો છે.

**સુ. સ્ત્રી**—ભાણિયાને માટે મામાએ ચાવણું આપ્યું એમ કહે ને.

(મણિ ઘરમાં જઇને શેરએક પૌઆ લઈ આવે છે, અને સુદામાની સ્ત્રીને આપે છે.)

**મણિ**—લે બહેન; તુંય આટલા પૌઆ લેતી જા; છોકરા ખાશે. તું ન મળી હોત, તોય આજ મારે તારે ત્યાં આ કામ માટે આવવું હતું. પણ ઠીક થયું, કે તુંજ મળી ગઇ.

**સુ. સ્ત્રી**—બહેન, તું મારે માટે અવારનવાર આમ ને આમ બહુ ઘસાય છે; અને આટલા બધા પૌઆ શું કામ આપે છે ?

**મણિ**—જા, હવે જા, એવું ન બોલ. હું શું આપી વળું છું ? અને મૂઠી પૌઆ આપું, એમાં શી નવાઈ કરું છું ?

**સુ. સ્ત્રી**—વારુ, બહેન; હવે હું જાઉં છું. મારે ઘેર બહુ કામ છે.

**મણિ**—ઉતાવળનું કામ છે?

**સુ. સ્ત્રી**—આ છોકરાના બાપા પરગામ જાય છે.

**મણિ**—જાચવા જવાનો વિચાર કર્યો છે કે શું? એમ હોય, તો બહુ સારી વાત.

**સુ. સ્ત્રી**—ના રે ના; એ તો ભાઈબંધને મળવા જાય છે.

**મણિ**—ઠીક ત્યારે, ફરી મળજે.

(સુદામાની સ્ત્રી ઘર તરફ જાય છે.)

# સુ દા મો

## અંક ૧ લો

### પ્રવેશ ૬ ઠ્ઠો

સમય—સવારનો.

સ્થળ—સુદામાની ઝૂંપડી.

(સુદામો મોટા છોકરાને નવરાવી, એનું અગ લૂછે છે, એટલામાં સુદામાની સ્ત્રી આવે છે.)

**મોટો છોકરો**—મારી બા આવી ! બા, હવે ખાવા દે; હું નાહ્યો.

**સુ. સ્ત્રી**—ઠીક કર્યું. લે, હું તારે માટેજ કાંઈક ખાવાનું લાવી છું.

**નાનો છોકરો**—બા, મામ્; બા મામ્.

(કેડમાંથી નાના છોકરાને નીચે ઉતારે છે. બંને છોકરાને પાસે બેસાડી પાતરાં ઉપર બે ત્રણ મૂઠી પૌઆ ખાવા મૂકે છે. છોકરા ખાવા માંડે છે.)

સુ. સ્ત્રી—કાં, હવે તમે શો વિચાર કર્યો ? આળસી તો નથી ગયા ને ?

**સુદામો**—ના રે ! પણ...........

સુ. સ્ત્રી—"પણ" વળી શું ?

**સુદામો**—હું વિચાર એમ કરું છું, કે ભાઈબંધને ત્યાં આટલે દિવસે જાઉં અને છેક ખાલી હાથે જાઉં, એ તો ઠીક નહિ.

સુ. સ્ત્રી—આપણા ઘરમાં શું છે તે તમે સાથે લઇ જશો ?

**સુદામો**—મને વિચારજ એ થાય છે, કે હું તે ખાલી હાથે જાઉં, કે નજ જાઉં.

સુ. સ્ત્રી—જો, વળી ! ન જવાની તો હવે વાતજ કરશો મા. હવે તો એકવાર આંખો મીંચીને જઇ આવોજ.

**સુદામો**—પણ પેલાં ભાઈબંધનાં છોકરાં—
ટોળે વળીને પૂછશે
"કાકા, કહો શું લાવિયા?"
આપીશ શું હું હાથમાં
એ છોકરાં રીઝાવવા?

**સુ. સ્ત્રી**—એ છોકરાં તો થોડાંજ ભૂખ હશે, કે તમને વીંટાઈ વળે! પણ હા, ઊભા રહો, મને યાદ આવ્યું. તમે આ થોડાક પૌઆ બાંધીને લઈ જશો?

**સુદામો**—પૌઆ હું લઇ જઇશ, તો આ બે છોકરા પાછળ શું ખાશે?

**સુ. સ્ત્રી**—એ છોકરાની વાત છોકરા પાસે; પણ તમારી મરજી હોય તો થોડાક બાંધી આપું.

**સુદામો**—(વિચાર કરીને) ઠીક; લે ત્યારે એમ કર. (મનમાં) ત્યાં પૌઆની શી ભૂખ હશે? (મોટેથી) પણ એમ તો તને લાગે છે ને, કે છેક ખાલી હાથે જાઉં તે કરતાં પૌઆ પણ લઇ જાઉં તો સારું?

**સુ. સ્ત્રી**—હા, હા; પૈઆ આપશો, એટલે તમારે ભાઇબંધને તમારાં દુઃખની વાતજ નહિ કરવી પડે.

**સુદામો**—એમ કેમ ?

**સુ. સ્ત્રી**—એ જાણીજ જશે, કે તમારી સ્થિતિ કેવી છે.

**સુદામો**—એનાથી કશું અજાણ્યું નથી. એ તો મારી સ્થિતિને બહુ સારી રીતે જાણે છે.

**સુ. સ્ત્રી**—ઠીક; લ્યો ત્યારે, હું તમને પૈઆ બાંધી આપું. પણ શેમાં બાંધું ?

**સુદામો**—એમ કર ને; આ મારું પંચિયું છે, તેમાં બાંધી આપ.

**સુ. સ્ત્રી**—એ પંચિયું તો ફાટીને ચીરા થઇ ગયું છે. એમાં પૈઆ નહિ રહે.

**સુદામો**—ત્યારે બીજું કાંઇક લૂગડું લાવ.

**સુ. સ્ત્રી**—હું એજ શોધું છું.

( ઘરના ચારે ખૂણામાં સ્ત્રી ફરી વળે છે; પણ કશું લૂગડું હાથ લાગતું નથી. )

**સુદામો**—આમ આવ જોઉં; હું કહું એમ કર ને.

**સુ. સ્ત્રી**—શું ?

**સુદામો**—મારું પંચિયું નકામુંજ છે ને ?

**સુ. સ્ત્રી**—હા.

**સુદામો**—તો તેના નાના નાના કટકા કર.

**સુ. સ્ત્રી**—પછી ?

**સુદામો**—પછી એ બધાય કટકા એક ઉપર એક મૂકી અંદર પૌઆ નાખ; અને પછી બાંધીને મને આપ.

**સુ. સ્ત્રી**—હા, એ બરાબર છે; તમારી પણ બુદ્ધિ ઠીક કામ કરે છે !

(સુદામો ને તેની સ્ત્રી બંને હસી પડે છે.)

**સુદામો**—એમ નહિ કર તો પૌઆ કાણામાંથી નીચે પડવા લાગશે.

(સુદામાની સ્ત્રી કહ્યા પ્રમાણે થોડાક પૌઆ સાફ કરી બાંધે છે.)

**સુ. સ્ત્રી**—લ્યો, આ પોટલી; હવે શી વાર છે ?

**સુદામો**—હવે વાર શી ? ચાલું એટલીજ વાર; પણ લાવ, જરા છોકરાને મળી લઉં.

( સુદામો બંને છોકરાને બચ્ચી ભરે છે, અને પછી ઘરની બહાર નીકળે છે. )

**સુ. સ્ત્રી**—ચાલો, ચાલો; જલદી કરો જોઉં. સવચ્છી ગાય સામી ચાલી આવે છે.

**સુદામો**—આ આવ્યો.

( ગાયનાં શુકન લે છે; વળી કુમારિકાનાં પણ શુકન થાય છે. સુદામો ચાલે છે. )

**સુ. સ્ત્રી**—કામ પૂતેહ કરો.

## અંક ૨ જો

### પ્રવેશ ૧ લો

સમય—સવારના દસ વાગ્યાનો.

સ્થળ—દ્વારિકા પાસે ગોમતીનો ઓવારો.

**સુદામો**—(મનમાં) હાશ! દ્વારિકા ભેગા તો થયા. દસ દી લાગલાગટ ચાલીને પગમાં તો ગોટલા ચડયા છે. નસીબ એટલાં સારાં કે જ્યાં જ્યાં વાટમાં મુકામ કર્યો ત્યાં ત્યાં સીધું પણ મળી રહેતું. મુસાફરી તો બહુ સુખરૂપ થઇ. મને શુકન પણ ચાલતી વખતે સારાં થયાં હતાં. હવે બને તે ખરું. પણ કૃષ્ણ મને ઓળખશે ખરો કે નહિ? અરે! પણ મારા ભીખારીના દીદાર દેખીને કોઇ મને રાજગઢમાં પેસવાજ નહિ દે, તો હું શું કરીશ? હું કૃષ્ણનો મિત્ર છું એમ કોઇને કહીશ તોય ગાંડામાં ગણી કાઢે, એવા મારા હાલહવાલ છે.

**સુદામો**

જે થાય તે ખરું. હરિ! હરિ! લાવ ગોમતીજીમાં સ્નાન તો કરી લેવા દે.

( સુદામો નહાય છે અને ભીનું ધોતિયું સૂકવી લે છે. )

ચાલ હવે ગામમાં તો પેસવા દે. પૂછતાં પૂછતાં રાજગઢ સુધી તો પહોંચી જઈએ. પછીની વાત પછી.

અહા! પણ શી દ્વારિકાની શોભા છે! વાહ! ભાઈ વાહ! સોનાની દ્વારિકા લોકો કહે છે, એમાં કાંઇ ખોટું નથી. કેવા મજાના ઓવારા બાંધ્યા છે! અને શી ગઢની પણ બાંધણી અને નકશી છે! ત્યારે રાજગઢ તો કેવોયે હશે!

(સુદામો ગામમાં પેસે છે.)

**યશોદા**—( સુદામાને રસ્તે જતો જોઇને ) અલી વસુ, અહીં આવ, અહીં આવ; તને કાંઇક બતાવું. જલદી આવ; જોવા જેવું કૌતુક છે!

**વસુમતી**—શું છે અલી, કહે ને ?

**યશોદા**—જો, જો ! પેલો માણસ ! કેવો સૂકલકડી છે !

**વસુમતી**—હાડકાંનો માળોજ જોઈ લ્યો !

( યશોદાની કેડમાં બેઠેલી નાની જમની રડે છે.)

**યશોદા**—ચૂપ રહે, ચૂપ ! જો પેલો હાઉ આવ્યો !

( છોકરી રડતી બંધ થાય છે. )

**સુદામો**—અહા ! કેવા મજાના પાકા રસ્તા છે ! અને અધધધધ ! હવેલીઓ ને હવેલીઓજ દેખાય છે ! બે માળ, ને ત્રણ માળ, ને ચાર માળ, ને પાંચ માળ ! અહાહાહા !........અરે, આ રાતી હવેલી તો દસ માળની લાગે છે ને શું ! ઉપરથી પડયા હોઇએ તો અધવચ્ચેજ જીવ ઊડી જાય ! અને દસમા માળની અગાસીએ ચડીને જોતાં તો ચક્કરજ આવે કે બીજું કાંઇ ?

( સુદામો આગળ ચાલવા માંડે છે. )

**દેવીલા**—બહેન રોહિણી, દોડ, દોડ! ભૂદેવનાં દર્શન કરવાં હોય તો.

**રોહિણી**—ક્યાં છે એ દેવ?

**દેવીલા**—આ સામે ચાલ્યા આવે. જા, દોડીને પગમાં પડ.

**રોહિણી**—વોય બાપ! આ તો ભૂત!

**દેવીલા**—દર્શન કર, દર્શન! પાપ ધોવાશે.

**રોહિણી**—શાં એનાં દરહણ છે! મારાથી તો એના સામુંય જોવાતું નથી.

**દેવીલા**—તારાં ભાગ્ય ઓછાં, માટે.

**રોહિણી**—હા; એને પરણનારીએ સવળે હાથે ગોર પૂજી હશે.

**દેવીલા**—એ સ્ત્રીનાં પુણ્યનો તો કાંઈ પારજ નહિ હોય.

**સુદામો**—(ધીમે ધીમે ચાલતાં) આ તો હવે રસ્તામાં રસ્તા અને તેમાંય રસ્તા ફાટવા લાગ્યા! મારે જવું કયે રસ્તે? લાવ, કોઇને પૂછું.

(સુદામો ઊભો રહે છે. પાછું વળીને જોતાં ટોળું એક છોકરાં નજરે પડે છે.)

**સુદામો**—અરે! આ ધાડિયું શાનું! લાવ, કોઈ છોકરાને રાજગઢનો રસ્તો પૂછું.

**છોકરાંઓ**—(ધૂળ અને કાંકરા સુદામા ઉપર ઉડાડીને) નાસો અલ્યા, નહિ તો પકડાયા જાણજો.

**છોકરાંઓ**—(દૂર ઊભા રહીને) એ....ભૂત આવ્યું, ભૂત આવ્યું! નાસો....નાસો.

(રસ્તે ચાલતો કોઇ વૃદ્ધ માણસ આવે છે.)

**વૃદ્ધ**—ઊભા રહો, તમારી માનાં છોકરાં! સાધુને પજવો છો કે?

(છોકરાં નાસે છે.)

**વૃદ્ધ**—મહારાજ, આપને કોનું કામ છે ?

**સુદામો**—મારે કૃષ્ણને મળવું છે.

**વૃદ્ધ**—અરે, મહારાજ ! એ તો બહુ કામમાં હશે. તમને મળવાની એમને પુરસદ ક્યાંથી હોય ?

**સુદામો**—અરે ! પણ હું તો એનો ખાસ બાલસ્નેહી છું;

સાથે રે'તા ગુરુને ત્યાં;
વિદ્યા સાથેજ શીખતા;
સાથે વનમહીં જાતા;
ભિક્ષા સાથેજ લાવતા.

**વૃદ્ધ**—એમ કે ? મહારાજ, ત્યારે તો આપને જરૂર મળશે.

**સુદામો**—પણ મને રસ્તાની કશી ખબર નથી.

**વૃદ્ધ**—ચાલો મહારાજ, હું આપને ઠેઠ રાજગઢ સુધી મૂકી જાઉં.

**સુદામો**—આપ વૃદ્ધ શા માટે તસ્દી લ્યો છો? મને રસ્તો ચીંધી દો, એટલે હું ચાલ્યો જઈશ.

**વૃદ્ધ**—ના, મહારાજ; એમ આપને ખબર નહિ પડે. રસ્તામાં વાંકઘોંક છે; અને વળી ગામનાં છોકરાં એવાં તોફાની છે કે તમને હેરાન કરશે; માટે મને સાથે આવવા દો.

**સુદામો**—આપનો ઉપકાર.

**વૃદ્ધ**—અરે મહારાજ! એવું ન બોલો; આપ તો ભૂદેવ; અમારા તો તમે પૂજ્ય; વળી આપ અમારા રાજાના બાલસ્નેહી, એટલે તો અધિક પૂજ્ય.

**સુદામો**—એવું ના બોલો; આપ વૃદ્ધ છો, તો બ્રાહ્મણને પણ પૂજ્ય છો.

**વૃદ્ધ**—ગમે તેમ તોય આપ તો બ્રાહ્મણ; અને વૃદ્ધ પણ છો. આપે તો તપમાં શરીર બધું ગાળી નાખ્યું છે ને!

**સુદામો**—(મનમાં) અહો ! શું આ યાદવનો વિનય છે ! કૃષ્ણનું રાજ્ય હોય એટલે પૂછવુંજ શું ? (મોટેથી) આ સામે ધજા ફરકે છે એ દેવમંદિર છે ?

**વૃદ્ધ**—મહારાજ, એજ રાજગઢ.

**સુદામો**—ત્યારે તો હવે આપ જાઓ.

**વૃદ્ધ**—મહારાજની જેવી ઇચ્છા.

(વૃદ્ધ માણસ પાછો વળે છે.)

## અંક ૨ જો

### પ્રવેશ ૨ જો

સમય—સવારના અગિયારનો.

સ્થળ—કૃષ્ણનો રાજગઢ.

**સુદામો**—( મનમાં ) એ ભલા જાદવે રાજગઢ તો બતાવ્યો; પણ હવે મારે પૂછવું કોને? લાવ, પેલા દ્વારપાળને મળું.

(દ્વારપાળ પાસે જાય છે.)

**સુદામો**—અરે ભાઇ ! કૃષ્ણને મળવું છે, તો અંદર જવા દેશો ?

**દ્વારપાળ**—અંદર નહિ જવાય; હુકમ નથી.

**સુદામો**—પણ મારે બહુ જરૂરનું કામ છે.

**દ્વારપાળ**—એમજ હોય તો આપનું નામ કહો. હું મહારાજને ખબર આપું.

**સુદામો**—તારોજ પાડ. મારું નામ સુદામો. કહેજે કે પોરબંદરથી સુદામો આવ્યો છે.

(દ્વારપાળ જાય છે.)

**સુદામો**—(મનમાં) રાજગઢની શોભા તો કાંઇ ઓરજ છે ! ઇંદ્રભવન ખડું કર્યું છે ! પત્થરની નકશીમાં સોનારૂપાના તો રસ પૂર્યા છે ! હોય, ભાઇ હોય; એને શો તોટો છે ? અને દ્વારપાળ પણ કેટલો વિનયી છે ! મને થયાં કરતું હતું કે હડસેલો મારીને બહાર કાઢશે; કોઈ મને ઊભોય રહેવા નહિ દે; પણ એવું તો કાંઈ ન બન્યું.

સત્તા અને ધન અનર્થ કરે અતિશે;
હોયે જહીં ધન તહીં ન વિવેક દીસેઃ—
એવું કહે જગત, તે નવ સાચું છેક;
સાથે રહ્યાં અહીં વડાઈ અને વિવેક.

લાવ, જરા પગથિયે બેસું.

(સુદામો બેસવા જાય છે, ત્યાં તો ધબ ધબ કરતાં પગલાં સંભળાય છે; અને કૃષ્ણ દોડતા આવી સુદામાને કોટે બાઝી પડે છે.)

**કૃષ્ણ**—અરે ભાઇબંધ ! ભાઇબંધ ! મારો ભાઈ ! મારો સુદામો ! મારો બાળસ્નેહી ! ભાઇ, તું અહીં ક્યાંથી ? મારાં ધન્યભાગ્ય, કે તું મારે આંગણે આવ્યો.

(સુદામાને ઘણો હર્ષ થાય છે. બંનેની આંખમાં હર્ષનાં આંસુ આવે છે.)

## અંક ૨ જો

### પ્રવેશ ૩ જો

સમય—બપોરનો.

સ્થળ—કૃષ્ણભવનનો એક વિશાળ ખંડ.

**સત્યભામા**—આજ તો હાથ દુખે છે.

**જાંબવતી**—અમારા નહિ દુખતા હોય કે ?

**સત્યભામા**—પણ મને તો ફોલ્લા પડયા, તેનું કેમ ?

**જાંબવતી**—જા, જા, મારી બાઈ ! તુંય ગોળાજ ગબડાવે છે તો !

**સત્યભામા**—તું ખોટું માને છે ? જો, મારા હાથ કેવા લાલઘૂમ થઇ ગયા છે !

**જાંબવતી**—અરે ! ફોલ્લા તો નથી પડયા; પણ તારી હથેલી તો સુણી ગઈ છે !

**સત્યભામા**—વાતજ જવા દે ને; એ સુદામો મોટો ભાઇબંધ ન જોયો હોય તો!

રહ્યાંજ માત્ર હાડકાં
રુધિર તો મળે નહિ;
સુકાઇ છેક ચામડી
નસો નરી તરી રહી!

એનો બરડોજ એવો કે જાણે ખીલા ખોડ્યા હોય! હાડકાંય એવાં કે હાથ ફેરવતાંય વાગે!

**જાંબવતી**—અને મેલ તો મેલ! કેટલો બધો મેલ!

**સત્યભામા**—બરડા ઉપર તો દસ ફેરા સાબુ દીધો ત્યારે માંડ લાગ્યો!

**જાંબવતી**—પગ ઉપરનો મેલ તો મેં નખે ઉખેડયો ત્યારે!

**સત્યભામા**—વાત માને છે? હું તો આજે થાકીને લોથ થઇ ગઇ છું.

**જાંબવતી**—ખરી વાત; પણ એ ભૂદેવ ભાગ્યશાળી તો ખરો !

**સત્યભામા**—પૂરો ભાગ્યશાળી ! નહિ તો કાંઈ તું એના પગ ચોળે ?

**જાંબવતી**—ત્યારે કાંઈ તુંય એનો બરડો ચોળે ?

**સત્યભામા**—મને તો એ સૂકલકડી સુદામાનું મોઢુંય જોવું ગમતું નથી. નર્યાં હાડકાંનો માળોજ છે.

ગાલે કરચલી કૈં પડી
ને હાથ પગ તો દોરડી !
કાયા પ્રભુએ શી ઘડી
જાણે સુકાયલ ખોરડી !

**જાંબવતી**—અને ઉધરસ ખાય છે ત્યારે ?

**સત્યભામા**—એ વાતજ સંભાર મા; આજ મને તો ખાવુંય નથી ભાવ્યું.

**જાંબવતી**—પણ કૃષ્ણુને ભલું ગમે છે !

**સત્યભામા**—એ તો એના પગ ચાંપે છે !

**જાંબવતી**—આવા ભીખારી જેવાને કેટલાં માનપાન !

**સત્યભામા**—મને તો આ બધું સ્વપ્ન જેવું લાગે છે. કે પછી શી ખબર, એ ભાઇબંધે શુંય જાદુ કર્યું છે ! કૃષ્ણુ તો એનીજ સેવામાં પડયા છે.

**જાંબવતી**— લ્યો, આ રુકિમણી આવ્યાં.

(રુકિમણી આવે છે.)

**સત્યભામા**—આવો, બેસો; શરીરે તો ઠીક રહ્યું છે ને ?

**રુકિમણી**—એમ કેમ પૂછવું પડયું ?

**સત્યભામા**—મને તો આજ ઠીક નથી.

**જાંબવતી**—એણે તો આજે ખાધુંય નથી.

**રુકિમણી**—તાવ ભરાયો છે ?

**જાંબવતી**—( હસીને ) ના રે ના.

**સત્યભામા**—હા, હા; તાવજ ભરાયો છે.

**રુકિમણી**—જોઉં તારું શરીર.

**સત્યભામા**—(હસીને) એ તાવ એમ નહિ જણાય.

**રુમકિણી**—ત્યારે કેમ જણાશે ?

**સત્યભામા**—(હાવકે મોંએ) હમણાં સૂતો છે.

(જાંબવતી હસી પડે છે;
રુકિમણી પણ હસે છે.)

**રુકિમણી**—સત્યભામા, તારી તો મશ્કરી કરવાની ટેવજ ન ગઈ.

**સત્યભામા**—ખરું કહેવું એય મશ્કરી ?

**જાંબવતી**—સત્યભામા આજે મશ્કરી નથી કરતી. એના હાથ તો જુઓ.

**રુકિમણી**—( હાથ જોઇને ) હાથે શું થયું ? આટલા બધા લાલ કેમ ?

**સત્યભામા**—તાવ આવ્યો તેમાંજ તો.

**જાંબવતી**—અ.ડો ઘસીને.

**રુકિમણી**—ત્યારે તો તું બહુ સુંવાળી !

**સત્યભામા**—હાથ ચોળ્યા છે તેમાંજ આમ બોલાય છે તો. બરડો ચોળ્યો હોત તો ખબર પડત.

**રુકિમણી**—અરે ! પણ હાથ કેવા દોરડી જેવા હતા ! મને તો ભાર દઇને ચોળતાંય બીક લાગતી હતી કે રખેને ભાંગી જશે તો !

**સત્યભામા**—પણ મને તો એની હજુયે બીક લાગે છે.

**રુકિમણી**—અરે ! કૃષ્ણ મને બૂમ પાડતા લાગે છે; સાંભળો.

સુ દા મે।

( બૂમ સંભળાય છે–" અરે રુક્મિણી, અહીં આવ તો; કયાં ગઈ?" )

**સત્યભામા**—હા બહેન, જલદી જા.

(રુક્મિણી જાય છે.)

## અંક ૨ જો

### પ્રવેશ ૪ થો

સમય—બપોર પછી તરતનો.

સ્થળ—કૃષ્ણનું શયનગૃહ.

(સુદામો કૃષ્ણની શય્યા પર બેઠો છે, અને પાસે કૃષ્ણ ઊભા છે.)

**રુકિમણી**—કેમ, શું કામે બોલાવી ?

**કૃષ્ણ**—રુકિમણી, આવી ? ઠીક; જા, તું ગરમ પાણીનો કનકકળશ લઇ આવ; અને સત્યભામાને મોકલજે.

**રુકિમણી**—વારુ.

(રુકિમણી જાય છે અને સત્યભામા આવે છે.)

**સત્યભામા**—કેમ, મારું શું કામ પડ્યું ?

**કૃષ્ણ**—જા, તું જાંબવતીને બોલાવી આવ.

**સત્યભામા**—વારુ, બહુ સારું.

(થોડી વારમાં સત્યભામા જાંબવતીને તેડીને આવે છે.)

**કૃષ્ણ**—તમે કેસરિયું દૂધ તૈયાર કર્યું ?

**જાંબવતી**—મહારાજ, તૈયાર છે.

(રુકિમણી કનકકળશ લઇને આવે છે. સુદામો મોં ધોવે છે.)

**કૃષ્ણ**—લાવ ત્યારે જલદી કર. સત્યભામા, જા, તું બીજો કનકકટોરો લઈ આવ.

**સત્યભામા**—(મનમાં) હાથ તો દુખે છે, અને હવે પગ દુખવાનો વારો આવ્યો લાગે છે; (મોટેથી) વારુ; આ ચાલી, લઇ આવું છું. (બડબડતી

જાય છે.) આજે તો જાણે જીવ ખાઇ ગયા. ભારે રૂપાળો ભાઇબંધ આવ્યો છે તે !

**કૃષ્ણ**—રુક્મિણી, તું જાંબવતીને મદદ કર જોઉં. (સત્યભામા કનકકટોરો લઇને આવે છે; જાંબવતી એમાં કેસરિયું દૂધ ભરે છે; અને કૃષ્ણ એ કટોરો સુદામાને આપે છે.)

**કૃષ્ણ**—ગળપણ ને સ્વાદમાં ઠીક છે ને ?

**સુદામો**—(ધીરેથી) અરે બંધુ, તેં તો મને બહુ લાડ લડાવ્યાં. આ રાણીઓ હવે ભલે જાય.

**જાંબવતી**—(રુક્મિણીને) દૂધમાં કાંઇક ચૂક આવી લાગે છે કે શું ?

**રુક્મિણી**—(જાંબવતીને) ના, ના. એ તો કાંઇક બીજી વાત કરતા જણાય છે.

**કૃષ્ણ**—તમે ત્રણે હવે જાઓ, જવું હોય તો.

**રુક્મિણી**—મહારાજ, અમે અહીંજ બેસીએ તો કાંઇ વાંધો છે ?

**સત્યભામા**—(જાંબવતીને) માંડ છૂટતાં હતાં, ત્યાં આણે વળી બાફ્યું !

**જાંબવતી**—( સત્યભામાને ) એને વહાલું થવું છે તેમાંજ તો.

**સત્યભામા**—( જાંબવતીને ) એમ વહાલું થવું કાંઇ રસ્તામાં નથી પડયું.

**કૃષ્ણ**—ભલે; તો મારી ના નથી; બેસો.

( ત્રણે સ્ત્રીઓ એક હીરથી ભરેલા રેશમી ચાકળા ઉપર બેસે છે, અને અંદર અંદર વાતો કરે છે. )

**રુક્મિણી**—મહારાજના ભાઇબંધને આપણે વાત કરતા સાંભળ્યા નથી, તે હવે સાંભળીશું.

**સત્યભામા**—તો તારે એકલીને બેસવું હતું ને. અમારે વાત નથી સાંભળવી. અમે તો જોઇનેજ ધરાઈ ગયાં છીએ.

**જાંબવતી**—અરે ! ભાઇબંધ કેવીયે ભેટ લાવ્યા હશે, એ તો જોવાશે.

**સત્યભામા**—એ ભીખારી જેવા પાસે તે વળી શી ભેટ લાવવાની હતી ?

**રુકિમણી**—ભીખારી એમને ન ધાર હો ! કોઇ મહાતપસ્વી જણાય છે.

**જાંબવતી**—હા, હા; ભેટ તો એવી લાવ્યા હશે, કે આપણે કોઇ દી જોઇ પણ નહિ હોય.

**સત્યભામા**—રાખ મારી બહેન; તુંય લોલમાં લોલ ભેળવે છે તો. ઠીક; ત્યારે જોઈશું. ક્યાં આપ્યું છે ?

**રુકિમણી**—એટલા માટે તો મેં બેસવાનું કર્યું.

**કૃષ્ણ**—(સર્વ સાંભળે તેમ) સુદામા, કાંઇક ઘરની વાત તો કર; કે પછી ઘર બર માર્યું ફરે છે ?

**સુદામો**—ના; ઘર છે, ઘરવાળી છે, અને બે દીકરા છે.

**કૃષ્ણ**—શું કહે છે ! મેં નહોતું ધાર્યું કે તું પરણીશ. પણ છે તો સૌ કુશળ ને ?

**સુદામો**—હા, સૌ કુશળ છે.

**કૃષ્ણ**—ત્યારે એકવાર મારે મારી ભાભીને મળવા આવવું પડશે. અરે ! હું તે કેવો નફ્ટ, કે તને મળ્યોજ નહિ !

**સુદામો**—તારે કાંઇ થોડી ખટપટ છે ?

**કૃષ્ણ**—બહુ;

ઉપાધિ રાજકાજની
    અનેક માહરે રહી,
નિરાંત મિત્ર ! ત્યાં કશીય
    મુજને મળે નહિ;

પણ તેમાંય આ સ્ત્રીઓએ તો મને લઇ વાળ્યો છે ! ઘરમાંથીજ છૂટાય નહિ, ત્યાં બહાર ક્યાંથી નીકળાય ?

સગા અને સુમિત્રને
કદી મળી શકાય ના;
તથાપિ મિત્ર તું સમા
ઘડીય વીસરાય ના.

પણ મારાં મહાભાગ્ય, કે તેં મને યાદ કર્યો.

**સુદામો**—તો હવે એક વાર પોરબંદર આવી જજે.

**કૃષ્ણ**—જરૂર, જરૂર આવીશ. હવે કાંઇ આવ્યા વિના ચાલશે ? પણ વારુ; ભાભીએ કાંઈ ભેટ બેટ મોકલાવી છે કે નહિ ?

**સુદામો**—હા....ના, ના, ના; કાંઈ લાવ્યો નથી.

(સુદામો પૌઆની પોટલી સાથળ નીચે સંતાડે છે.)

**કૃષ્ણ**—તું ના કહે તે હું કેમ માનું ?

**સુદામો**—( મૂંઝાઈને ) તારે લાયક લાવવાનું મારા ગરીબના ઘરમાં શું હોય ? ( વાત ફેરવીને ) આપણે કેટલે વર્ષે મળ્યા ?

**કૃષ્ણ**—ઓહો ! ઘણે વર્ષે, મારા બાલસ્નેહી !

**સુદામો**—મને એમ થતું હતું કે તું મને ભૂલી ગયો હોઈશ; અને મને ઓળખશેય નહિ.

**કૃષ્ણ**—બસ, મારા સ્નેહની આટલીજ કીમત ? એ તે કેમ બને ? સાત ભવ જાય તોય તને કેમ ભુલું ?

**સુદામો**—તો તો મારાં સદ્‌ભાગ્ય.

**કૃષ્ણ**—ભાગ્ય તો મારાં, કે તારા જેવો મિત્ર મળ્યો. તું ન મળ્યો હોત, તો આપણે પાટી પર ધૂળ નાખી ન હોત.

**સુદામો**—અરે ! ગુરુને ઘેર તો આપણે બહુ લહેર ઉડાવી છે; કેમ ખરું કે નહિ ?

**કૃષ્ણ**—ભારે મજા કરી છે. એ દિવસો તો જ્યારે યાદ આવે છે, ત્યારે એમ થાય છે કે લાવ ગુરુની પાસે ચાલ્યો જાઉં.

**સુદામો**—સાંદીપનિ ગુરુ તો દેવ થઈ ગયા.

**કૃષ્ણ**—હેં ! અને ગુરુપત્ની ?

**સુદામો**—એ તો એમની આગળ ગયાં.

**કૃષ્ણ**—ગુરુપત્ની કેવા માયાળુ ! ગુરુ પણ આપણી ઉપર ઓછા ઓછા થઈ જતા.

**સુદામો**—તને એ બધા દિવસો યાદ આવે છે કે ?

**કૃષ્ણ**—અરે ! એ તે કેમ ભુલાય ! તને યાદ છે ને, એક દી આપણે લાકડાં કાપવા ગયા હતા, અને ત્યાં મુશળધાર વરસાદ........

**સુદામો**—મને તો એ બધું આંખ આગળ તરે છે.

**કૃષ્ણ**—ગુરુપત્ની બીચારાં ઓશિયાળાં થઇ ગયાં હતાં.

**સુદામો**—અને ગુરુના જીવમાંય આપણુને જોયા ત્યારે જીવ આવ્યો.

**કૃષ્ણ**—ગુરુ તો આપણુને બંનેને બાઝીજ પડયા.

**સુદામો**—હા ભેટીજ પડયા.

**કૃષ્ણ**—હા, હા, ભેટી પડયા; પણ તારી લાવેલી ભેટ કયાં ?

**સુદામો**—મારી પાસે ભેટ શી ને વાત શી ?

**કૃષ્ણ**—હવે એમ ઉડાવશો તે કાંઇ કામ આવશે ?

(સુદામો સાથળ નીચે પૌઆની પોટલી બરાબર દબાવે છે.)

**કૃષ્ણ**—હાં ! મેં જોઈ, મેં જોઇ; લાવો, લાવો, કાઢી આપો, ભાઇબંધ !

**સુદામો**—શું કાઢી આપું ?

**કૃષ્ણ**—પેલી સાથળ નીચે દબાવેલી પોટલી. મેં જોઇ
લીધી.

એ પોટલી કેમ છુપાવતો તું ?
આપે નહિ કેમ ? વિચારતો શું ?
અમૂલ્ય એમાં કંઇ વસ્તુ રાખી ?
દેવા મને શું નવ યોગ્ય લાગી ?

**સુદામો**—એમાં તો કાંઇ નથી.

**કૃષ્ણ**—નથી શું ?

(કૃષ્ણ સુદામાના સાથળ
નીચેની પોટલી ખેંચી લે છે.)

**સુદામો**—અરેરે ! એમાં તો કાંઇ નથી. એ ભેટની
વસ્તુ ન હોય.

**રુકિમણી**—(સત્યભામા અને જાંબવતીને) જુઓ, જુઓ,
કાંઇક લાવ્યા છે !

**સત્યભામા**—આતો ખરેખરો ભાઈબંધ જણાય છે ને શું ! આટલી બધી ભાઈબંધી હશે, એ તો અત્યારે ખબર પડી.

**જાંબવતી**—ભેટ કાંઇ જેવી તેવી તો નહિજ હોય.

**સત્યભામા**—કોઈ મહામૂલો મણિ હશે.

**રુકિમણી**—એય હોય.

**જાંબવતી**—જે હશે તે હમણાં દેખાશે.

**કૃષ્ણ**—સત્યભામા, ઊઠ જોઉં; કનકથાળ લઇ આવ તો.

**સત્યભામા**—(મનમાં) ટાંટિયાતોડ તો મારેજ ભાગ આવી લાગે છે. (મોટેથી) વારુ, મહારાજ.

(સત્યભામા થોડી વાર પછી કનકથાળ લઇને પાછી આવે છે; કૃષ્ણ તેમાં પોટલી છોડે છે.)

**કૃષ્ણ**—કાંઇ બહુ ચોકસાઇથી બાંધી દેખું ! રુકિમણી ! જાંબવતી ! આવો, આવો; જુઓ તો ખરાં;

## મારો મિત્ર ભેટ લાવ્યો છે!

(રુક્મિણી અને જાંબવતી ઊઠીને પાસે આવે છે.)

**સુદામો**—(મનમાં) આણે તો લાજ લેવા માંડી! આ બધી સ્ત્રીઓ હમણાં હસી પાડવાની. પૌઆ હું ક્યાંથી લાવ્યો? એ ન લાવ્યો હોત તોય સારું.

**કૃષ્ણ**—(હસીને) અહા! આતો મીઠા મીઠા પૌઆ! (કનકથાળમાં પૌઆ ઠાલવી લે છે; અને થાળ પોતાના હાથમાં લે છે.) મને આ બહુ વહાલા છે. (પૌઆ ખાવા માંડે છે.) આ પૌઆની તો મીઠાશ! કાંઇ મીઠાશ છે!!

ખાધી હશે સાકર શેરડીયે;
ખાધી હશે દ્રાક્ષ મીઠી ઘણીયે;
પક્વાન્ન ખાધાં બહુ વાર મીઠાં,
પૌઆ ન આવા કદી ક્યાંઇ દીઠા!

**સત્યભામા**—મહારાજ, અમને તો થોડાક આપો.

**કૃષ્ણ**—લ્યો, મૂઠી મૂઠી તમે પણ ખાઓ, અને બાકીના પૌંઆ છોકરાંને વહેંચી દેજો.

(પૌંઆની ત્રણ મૂઠીઓ ત્રણ સ્ત્રીઓને કૃષ્ણ આપે છે.)

**સત્યભામા**—મહારાજ, આવા પૌંઆ તો તમે અમને કોઈ દી ચખાડયાજ નહિ.

**કૃષ્ણ**—પારિજાતક તો મળે, પણ હઠ કરતાંય આવા પૌંઆ તો ફરી નજ મળે.

**જાંબવતી**—મહારાજ; બહુ મીઠા લાગે છે.

**રુકિમણી**—આ સ્વાદ તો દાઢમાંજ રહી જવાનો.

**કૃષ્ણ**—એ તો મારા સુદામાના પૌંઆ! આ સુદામો તે કોણ? તમે એને હજી નથી જાણતા. મારે મન તો એ સગા ભાઈ જેવો છે.

સુદામો

સાથે અમે બન્ને ગુરુને
આશ્રમે રે'તા હતા;
સાથે અમે ગુરુજી કને
વિદ્યા ભલી ભણતા હતા;
સાથે અમે વનમાં જતા
ને ફૂલ ફળ લઈ આવતા;
બન્ને સગા ભાઈ સમા
સૌ વાતમાં સાથે હતા.

**રુક્મિણી**—મહારાજ, અમારા હર્ષનો આજે પાર નથી.

**કૃષ્ણ**—સત્યભામા, તુંય એમજ કહે છે કે ?

**સત્યભામા**—હા, મહારાજ.

**કૃષ્ણ**—અરે ! પણ સત્યભામાએ તો આજ બહુ કામ કર્યું છે. તારા હાથપગ તો નથી દુખતા ને ?

**કૃષ્ણ**—અહો ! સાંજ પડવા આવી ! ચાલો ત્યારે આપણે જરા ફૂલવાડીમાં ફરી આવીએ.

(સર્વ જાય છે.)

## અંક ૩ જો

### પ્રવેશ ૧ લો

સમયઃ મળસ્કાનો.

સ્થળઃ ગોમતીનો કાંઠો.

**સુદામો**—(મનમાં) હજુ સુધી કૃષ્ણ કાંઈ આપવાની વાત તો કરતોજ નથી; ઘરે નહિ આપ્યું, એ તો જાણે ઠીક; બૈરાંની બીક. પણ અહીં કોણ જોતું હતું? આપશે તો ખરો. લાવ વાત ઉચ્ચારું? (મોટેથી) હવે, ભાઈ! તું પાછો વળ; ક્યાં સુધી આમ ને આમ આવીશ?

**કૃષ્ણ**—હા, હવે પાછોજ વળું છું. તને રસ્તાની તો માહિતી છે ને?

**સુદામો**—(મનમાં) કાંઈ આપવાની વાત તો કરતોજ નથી. (મોટેથી) હાં. મને ખબર છે. પણ.....તું એકાદ વાર પોરબંદર આવીશ ખરો ને?

કૃષ્ણ—હા, હા, જરૂર આવીશ.

સુદામો—(મનમાં) મારે કેવી રીતે ધનની વાત કરવી ? (મોટેથી) અમારાં ગરીબનાં ઘર તો જોવા જેવાં છે. એતો આવીશ ત્યારે તું નજરે જોશે.

કૃષ્ણ—એ તો વગર આવ્યે હું જાણું છું. જેવા દીદાર તારા, એવાજ તારા આખા ઘરના હશે.

સુદામો—( મનમાં ) હવે કાંઈક વાત સરાણે ચડતી લાગે છે. ( મોટેથી ) અમારે કાંઇ તારી જેમ રાજપાટ છે ? અમારે તો જેમ તેમ દહાડા કાઢવાના.

કૃષ્ણ—તોય મારા કરતાં તું સુખી છે, એમ હું તો માનું છું.

સુદામો—(મનમાં) આણે તો વાત છેક ઉડાવી. (મોટેથી) અરે જા રે ! અમારે તો અન્ન વિના કડાકા કરવાનોય વખત આવે.

કૃષ્ણ—એ કડાકા કરવા સારા, પણ રાજ ચલાવવું એથીય વસમું. ખ૱ કહું છું, કે તું સુખી છે.

સુદામો—(મનમાં) અરે ! આ તો મારી વાત જ મારી નાખે છે. (મોટેથી) તું અલ્યા, મનેય બનાવે છે ? તારે ભાઇ શું દુઃખ છે ? તારે શું નથી ?

કૃષ્ણ—બધુંય છે. તોય તારા કરતાં હું દુઃખી છું.

સુદામો—(મનમાં) આ કાંઇ આપે એમ લાગતું નથી. હવે સોનાની જાળ પાણીમાં શાને નાખું ? (મોટેથી) ઠીક ભાઇ, ઠીક; તું ખરો ને હું ખોટો.

કૃષ્ણ—ત્યારે સુદામા, હવે હું જાઉં ? અને કહે, મને કહે, તું ફરી પાછો ક્યારે આવીશ ?

સુદામો—( મનમાં ) થઇ રહ્યું, લ્યો ! આ તો હવે પાછા જવાની વાત કરે છે. (મોટેથી) હવે તો જીવતો રહીશ તો વળી આવીશ. (મનમાં) હવે

તો આ મારી નજરેથી જાય તો સારું. (મોટેથી)
લે ત્યારે, હવે તું સુખેથી પાછો વળ.

**કૃષ્ણ**—ભલે, વળું છું; પણ તું ફરી એકાદ વાર હું
જીવું છું ત્યાંસુધીમાં આવજે ખરો, હો !

**સુદામો**—(મનમાં) તને શું પથરા પડવાના છે?
(મોટેથી) ભલે આવીશ; પણ તું હવે જા; પાછો
વળ; બહુ મોડું થયું.

**કૃષ્ણ**—લે, હવે હું જાઉં છું. (કૃષ્ણ સુદામાને ભેટે છે,
અને ગળગળા થઇ) લે ભાઈ, આવજે.

( કૃષ્ણ પાછા વળે છે અને સુદામો
પણ રસ્તે ચાલવા માંડે છે. )

અંક ૩ જો

પ્રવેશ ૨ જો

સમય—સૂર્યોદય પછી તરતનો.

સ્થળ—પોરબંદરની વાટ

**સુદામો**—હવે આ ટાંટિયા કહ્યું કરતા નથી. જતી વખતે તો જોર હતું, પણ હવે ઘર ભેગા નહિ થવાય. (પાછો વળીને જુએ છે.) કૃષ્ણ તો ચાલ્યો ગયો. ભારે જબરો! એક પાઈ પણ આપી નહિ. ઊલટા મારા પૈઆ ગયા!

હોયે જરાક ધન
તેજ દીસે ઉદાર;
લોભી જણાય, ધન જે
ધરતા અપાર;

સુદામો

નાની નદી તરસ નીર
    દઈ છિપાવે;
મોટો સમુદ્ર, પણ તે
    નહિ કામ આવે.

કૃષ્ણ આટલો બધો કંજૂસ હશે એવી ખબર હોત, તો આ ટાંટિયાતોડજ ન કરત. મારું મન તો આવવાની નાજ પાડતું હતું; પણ ઘરવાળી "ના, જાઓ ને જાઓ, જાઓ ને જાઓ" કર્યા કરતી હતી, તે આવીને આ સાર કાઢયો! ઠીકજ થયું કે મેં યાચના ન કરી. નહિ તો મારું અજાચક વ્રત તૂટત, અને દી કાંઈ વળત નહિ. ભારે મખ્ખીચૂસ! થોડુંક મને આપ્યું હોત, તો કાંઇ એને તોટો નહોતો આવવાનો.

અરે! પણ એનો શો વાંક કાઢવો? વાંક મારા નસીબનોજ છે. ગયે ભવે આપ્યું હોય,

તો આ ભવે પામું ને ? હરિ, હરિ, જે થયું તે ખરું. કોઈને વાત કરવા જેવું નથી. પણ હવે ઘર ભેગા શે થવાશે ? પગમાં તો કળતર ઊપડ્યાં છે. લાવ, જરા આ ઝાડ નીચે બે ઘડી બેસું.

(સુદામો ઝાડ નીચે બેસે છે.)

અરે ! આંખમાં આટલું બધું ઘારણ શું ? લાવ, જરા આડે પડખે સૂઈ લઉં. હા, હા, ઘડીભર સૂવા દે; ઊંઘ લેવાથી શક્તિ પણ આવશે.

(સુદામો સૂઈ જાય છે.)

## અંક ૩ જો

### પ્રવેશ ૩ જો

સમય—સવારનો.

સ્થળ—પોરબંદરનું પાદર.

**સુદામો**—આ હું ક્યાં છું? સૂતો હતો ત્યારે તો સામેજ ગોમતીમાતા વહેતાં હતાં; અને આ જાગીને જોઉં છું, તો આ બધું શું દેખું છું? અરે! આ તો પોરબંદરનું પાદર! હું તે સ્વપ્નમાં છું, કે જાગતો? હાં! કાં તો મારે વહાલે મારી પીડ જાણીને મને ઘર ભેગો કરી દીધો. વાહ મારા પ્રભુ! આંટો અફળ ગયો, પણ પરચો તો બતાવ્યો. હશે; જે થયું તે સારા માટે. પૈસા આપ્યા હોત, તો વળી માયા વળગત અને ભગવાનને ભૂલી જાત. ચાલ જીવ, હવે ગામમાં પેસવા દે.

(સુદામો ગામમાં પેસે છે.)

આપણે તો "હીરો ઘોઘે જઇ આવ્યો" જેવું ફરી આવ્યા ! બીચારા મારા છોકરા ટળવળતા હશે. એમનાં નસીબ પણ આડે આવતાં નથી.

અરે ! પણ મારી જમણી આંખ કાં ફરકે ? શું કાંઇ મંગળ શુકન થાય છે ? આપણે વળી મંગળ શુકન શાં ! છોકરા બંને હસતા દેખું તો જગ જીત્યા.

લ્યો, આ શેરી તો આવી.

(સુદામો શેરીમાં દાખલ થાય છે.)

અરે ! પણ મારું ઝૂંપડું કયાં ગયું ? હું તે શેરી ભૂલ્યો કે ગામ ?

(સુદામો એટલામાંજ આંટા મારે છે.)

ગામેય આ અને શેરી પણ આ; મારું ઘર કાં ન મળે ? ને અહીંજ આ મોટી હવેલી કોની ?

ચોક્કસ હું શેરીજ ભૂલ્યો છું.

(સુદામો બીજી શેરીમાં જવા માંડે છે.)

આ શું ? મારું ઝૂંપડુંજ ન મળે ? મારાં બૈરી-છોકરા કયાં હશે ? હું તો બધુંજ ખોઇ બેઠો કે શું ?

પેલી હવેલીનું બારણું ઊઘડયું ખરું.

(સુદામાની સ્ત્રી બહાર આવે છે.)

આ તો કોઇ શેઠાણી દેવમંદિર જતી જણાય છે. લાવ, આ શેરીને નાકે જઇને ઊભો રહેવા દે.

(સુદામો ચાલવા માંડે છે.)

**સુ. સ્ત્રી**—(પાસે આવીને) નાથ, એમ ક્યાં ચાલ્યા? આ રહ્યું આપણું ઘર.

(સુદામો ચમકીને ઊભો રહે છે.)

**સુ. સ્ત્રી**—નાથ, આ હવેલી આપણીજ છે. ઈશ્વરે કરુણા કરી.

**સુદામો**—( હર્ષનાં આંસુ સાથે ) હેં! ભગવાને સામું જોયું! કૃષ્ણ, આ બધી તારીજ કરુણા! (સ્ત્રી તરફ જોઇને) અરે! તું તો ઓળખાતી પણ નથી! બંને છોકરાઓ ક્યાં છે?

**સ્ત્રી**—એ રમે, હવેલીમાં રહ્યા રહ્યા. તમે તો એમને ઓળખીજ નહિ શકો. નાથ, હવે ઘરમાં પધારો.

(બંને હવેલીમાં દાખલ થાય છે.)

**સુદામો**—કેટલો બધો વૈભવ! હેમની તો હીંડોળા ખાટો!

**સ્ત્રી**—પણ અરે ! ચમત્કાર ! જરા અહીં તો આવો.

**સુદામો**—અહીં તે વળી ક્યાં ?

( સ્ત્રી સુદામાને એક મોટા
આરસા પાસે લઈ જાય છે. )

**સ્ત્રી**—( હાથ જોડીને ) નાથ, મારા સુખનો તો હવે પાર ન રહ્યો.

**સુદામો**—( આરસામાં જોઈ ) અરે ! મારાં તો બધાં રૂપરંગજ ફરી ગયાં ! હું તે સુદામો, કે બીજો કોઇ ?

**સ્ત્રી**—એજ, એજ; બીજા કોઈ નહિ. કેટલો બધો ચમત્કાર !

**સુદામો**—હા, એ બધો ચમત્કાર તારી હઠનો.

**સ્ત્રી**—ના, તમારી ભક્તિનો.

કાપ્યું પ્રભુએ સહુ દુઃખ આપણું,
આપ્યું પ્રભુએ ધન તો કુબેરનું,
દીધા બધા વૈભવ ઇન્દ્રના વળી,
નકી તમારી પતિ ! ભક્તિ એ ફળી.

( સ્ત્રી સુદામાના પગમાં પડે છે. )

**સમાપ્ત**

